नाश्रितो वल्लभाधीशो न च दृष्टा सुबोधिनी ॥
नाराधि राधिका नाथो वृथा तज्जन्म भूतले ॥

# અર્પણ પત્રીકા.

શ્રીમદ્દખંડભૂમંડલાચાર્યવર્ય શ્રીમદ્ વલ્લભાચાર્યકુલદીપક શ્રીમદ્ ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજનાં સ્વામી પરાયણ ગોસ્વામિનિ શ્રી ૧૦૮ શ્રીસૌન્દર્યવંતા વહુજી મહારાજ.

મુ૦ શ્રીકાંકરોલી.

માહાનુભાવ,

આપશ્રીએ સ્વામી પરાયણતાથી શ્રીમદ્ ગોસ્વામી શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજની ઇચ્છાનુસાર જે પૂર્ણ ન થએલા એવા શ્રીવ્રજભૂષણલાલજીબાવાનો યજ્ઞોપવીત મહોત્સવ તથા અનેક મનોરથો કરી જે મહાન્ પરાક્રમની કિર્તિધ્વજા ફરકાવી કુદરતથી જનાના હોવા છતાં લાખોનો ખર્ચ કરી વૈષ્ણવ વૃન્દને જે અગણિતાનંદ આપી કૃતાર્થ કર્યા છે તેનું વર્ણન આ દીન સેવકની લેખીનીથી લખાવું અશક્ય છે. છતાં આપની કૃપા બળથી આ લઘુ ગ્રંથમાં જે આ લેખન કર્યું છે તે આપશ્રીના કર કમળમાં અર્પણ કરૂં છું તે સ્વીકારી આદીન સેવકને કૃતાર્થ કરશો. એજ વિનંતી.

લી.

સંવત ૧૯૭૫ ના ભાદરવાવદી ૫ ને રવીવાર.

દાસાનુદાસ ગોપાલદાસ છોટાલાલ,
ના સાષ્ટાંગ દંડવત્ પહોંચે.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

૩૫૯



# પ્રસ્તાવના,

---

આનંદ આનંદ આનંદ સર્વત્ર આનંદની છાયા પ્રસરી રહી છે. એવા વ્રજભુમિ સમાનૂશ્રીકાંકરોલી ધામમાં શ્રીમદ્ ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીવ્રજભૂષણલાલબાવાના યજ્ઞોપવિત મહોત્સવના આનંદની છટા અલૌકીકતામાં વધારો કરે છે.

લાખોનો ખર્ચો, મહાપ્રસાદની ટોકરીયોનો પાર નહિ. ગામમાં દરેક ઘેર મહાપ્રસાદની રેલમછેલ, સેવક વર્ગને સુવર્ણનાં કડાં ઇત્યાદીકની યોગ્યતા પ્રમાણે બક્ષીસ, વૈષ્ણવવર્ગને સર્વ જાતની ઉત્તમ સોઇ આટલુ બધુ શ્રીમદ્ ગોસ્વામિનિજી શ્રી ૧૦૮ શ્રી સૌન્દર્યવંતાજી વહુજી મહારાજના કાર્યકુશલતાની પ્રભુતાનો પ્રતાપ તે સીવાય આટલું મોટું કાર્યક્રમ નિર્વિઘ્ને પાર પાડવું અન્યને અશક્ય હોય તેમાં નવાઇ નથી.

વળી મેવાડ ભૂમિકા રત્નમણી ક્ષત્રીકુલ શીરોમણી રણધીર સૂર્યકુળભૂષણ અચળટેકી વીવેક વીર કેસરી મહારાણા શ્રીપ-તેસીંહજીની કિર્તી જગેજગ વિખ્યાત છે તેમણે યજ્ઞોપવીતના મહોત્સવ પ્રસંગે જે અપૂર્વ ગુરૂ ભક્તિનું દિગ્દર્શન કરાવ્યું છે કે જેથી ધર્મ નીંદકના ગર્વ ગળી ગયા છે. ખરેખર મેવાડભૂમિ એવી પવીત્ર ભૂમિ છે કે જેની કુખે ગૌ બ્રાહ્મણનું રક્ષણ કરનારા મહાન્ વીર રત્નો પાકે છે. તથા મેવાડભુમીમાં જન્મ લેવા સ્વર્ગના દેવતા પણ

ભાયચાય છે. સ્વર્ગમાં જેમ નંદનવન છે તેમ ભારતભૂમિનું નંદનવન મેવાડ છે. જાંના મહારાણા પ્રજાનું સમ્પૂર્ણ રિતીથી પાલન, તથા નિરાધારનું રક્ષણ તથા ગૌબ્રાહ્મણની પ્રતીપાળના કરી પોતાનો વખત અહરનીશ ધર્મ રાજ્ય કાર્યમાં ગુજારે છે તેથી સ્વયં પ્રભુ શ્રીગોવર્ધનધરણ તથા શ્રી દ્વારિકાધિશ જેમના રાજ્યમાં બીરાજે છે તેથી તેમનાં અહોભાગ્ય છે. પ્રભુ પાસે વિનંતિ કરી માંગુ છું કે હે પરમાત્મન્ એવા મહાન્ ગૌબ્રહ્મનું રક્ષણ કરવાવાળા નરેશને દીર્ઘાયુષ આપશો કે જેથી ભારત ભૂમિનો અસ્ત થયેલો દીનકર પુનઃ ઉદય થઇ પુર્ણ તેજથી પ્રકાશે.

આ હિન્દમાં ગૌ બ્રહ્મની પ્રતિપાળતા દેખાય છે.
પરતંત્રતામાં હિન્દ પણ તેથી સુખી દેખાય છે,
તેમ સતિ અતિ પતિ વ્રત લઇ સેવા પતિની ચ્હાય છે.
પ્રત્યક્ષ તેનો દાખલો મેવાડમાં દેખાય છે.

પ્રસ્તાવના લંબાઇ જવાથી હવે હું મારી કલમને આટલેથીજ બંધ કરી આચાર્યશ્રીના ચરણકમલમાં મારૂં મસ્તક મુકી ભુલચુકની ક્ષમા ચાહું છું.

| | |
|---|---|
| શરત પૂર્ણિમા | લી, સેવક દાસાનુંદાસ, |
| સંવત ૧૯૭૫ | લી. ગોપાલદાસ છોટાલાલ. |

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.



આ ગ્રન્થની પ્રથમ આવૃત્તિ ખપી જવાથી બીજી આવૃત્તિ બહાર પાડવામાં આવી છે. પ્રથમ આવૃત્તિનો છપાવવાનો ખર્ચ શા. મોહનલાલ છોટાલાલે આપી અને તે નકલોના ઉત્પન્નના કુલ પૈસા ગાયોના ઘાસમાં આપવાનો લાભ ભગવદ્દઇચ્છાથી તેમણે લીધો છે. તેવીજ રીતે વડનગરના પરીખ પુરુષોત્તમદાસ નરભેરામના પૌત્ર વ્રિજલાલ છોટાલાલ તથા અમરતલાલ છોટાલાલે આ બીજી આવૃત્તિનો કુલ ખર્ચ આપી ગૌમાતાની ઉત્તમ સેવા બજાવી છે. એના માટે આ સ્થળે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે. તેવી ગૌમાતાની સેવા બજાવનાર ઉક્ત વૈષ્ણવોના જયશ્રીકૃષ્ણ વાંચશો.

લી૦ કર્તા.

॥ श्रीद्वारिकेशोजयति ॥

# यज्ञोपवित महोत्सवनुं किर्तन.

( રાગ—લગનનો તથા શોભા છપન્ન ભોમનીએ રાહ. )

જય જય બોલો શ્રીબાળકૃષ્ણલાલની, સ્મરણ કરી ગાઉ લીલાનિત્ય
રાખી ચરણે ચીત્ત, ધરી પુરણ પ્રીત, ઉપવીત લીલા નીરખીએ
શ્રી વ્રજભૂષણલાલ સોહામણા, છોટા બાવા, શ્રીવીઠ્ઠલનાથ.
શોભે બન્ને સાથ, રંગે રમે નાથ, ઉપવિત લીલા નીરખીએ
જોડી રામકૃષ્ણ સમ શોભતી, સુંદરતાનું વર્ણન નહી થાય,
પ્રત્યક્ષ દેખાય, સંદેહ ન થાય ઉપવિત. ૩
શ્રીમદ ગોસ્વામી બાળકો પધારીયા યજ્ઞોપવિત ઉત્સવમાંહી
મનોહરતા તાંહી, વર્ણન કરૂં આંહી ઉપવિત. ૪
તિલકાયત શ્રીગોવર્ધનલાલજી. સાથે લાલ શ્રીદામોદરલાલ
વિઠ્ઠલેશરાયજી બાળ, પધાર્યા કૃપાળ. ઉપવિત ૫
ગોસ્વામિ શ્રીગોપેશ્વરલાલજી. સુંદરતાથી સ્વારી કરી લાલ
પધાર્યા કૃપાળ, દયાના નીધાન ઉપવિત ૬
વડોદરેથી શ્રીગીરધરલાલ પધારીયા. સાથે લાલ શ્રીવલ્લભલાલ
પધાર્યા કૃપાળ, દયાના નીધાન. ઉપવિત. ૭
રાજનગર શોભામાં સોહામણું, ત્યાંથી પધાર્યા શ્રીમધુસુદનલાલ
સાથે બાવાલાલ, શ્રીરણછોડલાલ, ઉપવિત. ૮
મુંબઇ શહેર અતી વિખ્યાત છે, ત્યાંથી પધાર્યા શ્રીગોકુળનાથ.
લાલન ત્રણ સાથ. પધાર્યા શ્રીનાથ, ઉપવિત. ૯

બડા બાલ શ્રી ગિરિધરલાલજી, છોટા દીક્ષીતજી શ્રીગોપીનાથ
જાણે બાવા સાથ, ખેલે ખેલ નાથ. ઉપવિત. ૧૦
સુરત શહેરથી શ્રીવ્રજરત્નલાલજી, ગોવીંદરાય શ્રીમધુસુદનલાલ
બન્નેલાલન બાળ, પધાર્યા કૃપાલ. ઉપવિત. ૧૧
કાશી ક્ષેત્ર અતી રળીયામણું, ત્યાંથી પધાર્યા શ્રીમુરલીધરલાલ
ગૌઅન પ્રતીપાળ, સુંદર શોભા ભાળ. ઉપવિત. ૧૨
સંવત ૧૯૭૫ સાલમાં વૈશાકસુદી પાંચમ રવીવાર,
શોભા અપરંપાર, પધાર્યાં સહુ બાળ. ઉપવિત ૧૩
ઉપવિત શ્રીવ્રજભૂષણલાલની, કાંકરોલી મહાશુભસ્થાન,
દ્વારકધિશ ધામ, પુરે સહુ કામ. ઉપવિત. ૧૪
અક્ષય ત્રતીયાનો દીન છે સોહામણો, રાજ્યાભિષેક લાલને થાય
ઉદેપુરરાય, તણા હાથે થાય. ઉપવિત ૧૫
સુદી ચોથ શનીવાર આવીયો, બ્રહ્મચારીવેષે લાલ થાય,
ગીતો ત્યાં ગવાય, મીઠા વાયુવાય. ઉપવિત ૧૬
ગ્રહશાન્તિનું કાર્ય શરૂ થયું, ભેગાપંડીત શાસ્ત્રી સોહાય
વેદો ત્યાં વદાય, વરણાગી ચડાય. ઉપવિત ૧૭
વરણાગી શોભા અપરંપાર છે, લશ્કર ડંકા હસ્તીનો ન પાર,
બાળક ઘોડેસ્વાર, વાજાનો રણકાર. ઉપવિત ૧૮
તિલકાયત શ્રીગોવર્ધનલાલજી, વરણાગી પાછળ ત્યાં સોહાય
ચોઘોડા જોડાય, શીર છત્ર ધરાય. ઉપવિત. ૧૯
સુદી પંચમી શુભ દીન આવીયો, મંડપ બાળકોથી ત્યાં ભરાય
શોભા ન લખાય, કલમ ભુલી જાય. ઉપવિત ૨૦

ચોતરે શ્રીગિરિધરલાલ બિરાજીયા, એમની ગોદીમાં શ્રી
વ્રજભૂષણલાલ
વામનજી સમભાળ, લલાટ વીશાળ. ઉપવિત. ૨૧
જેમ વામનજી ભીક્ષા માગતા, વંશ પ્રહલ્લાદના બળી પાસ
લાલે માગી ખાસ, અહી રાણા પાસ. ઉપવિત. ૨૨
અગીયાર મોહોરો રાણા આપતા, જે ચાલતી પૂર્વની રીત.
રાખી ચરણે ચિત્ત, ધર્યું નિજવિત્ત, ઉપવિત. ૨૩
પછી ગોકુળનાથજી પધારીયા, લઈ બ્રહ્મચારીલાલને સાથ.
પધાર્યા તે નાથ, મંદિરમાં સાથ. ઉપવિત. ૨૪
બ્રહ્મસંબંધ શ્રીગિરિધરલાલે આપીવાં, સનમુખ દ્વારિકાધીશ
સોહાય.
પછી દર્શન થાય, જય જય ત્યાં બોલાય, ઉપવિત ૨૫
દર્શન રાણાને કરાવ બોલાવીઆ, બીડુ માળા સ્વહસ્તે આપ્યાં
રાણા ખુશ થાય. નમન કરવા જાય, ઉપવિત. ૨૬
ધન્ય વીર માહારાણાજી ધન્ય છે, નમન ભક્તિથી કરવા જાય.
જગત ગુરૂ આય, પ્રેમે લાગે પાય. ઉત્તમ કુલ ભાણુછે. ૨૭
ધન્ય ધન્ય કિર્તિ સૂર્ય વંશની, ઝળકે જ્યોતિસમ ઇતિહાસ.
નમે ન કોપાસ, સહુ તેના દાસ, ઉત્તમ કુલ ભાણુ છે. ૨૮
ધર્મ રાજ્ય ખરૂં છે મેવાડમાં ગૌબ્રહ્મનું રક્ષણ થાય,
ગાયો ત્યાં પુજાય, પ્રજા સુખી થાય, ઉત્તમ કુલ ભાણુછે. ૨૯
વીસ હજાર વૈષ્ણવો જામીયા, ભીડ દર્શનમાં બહુ થાય,
પછી વેરાઈ જાય, દર્શન સૌને થાય. ઉપવિત. ૩૦

અગ્નિહોત્રનો હક્ક થયો લાલને, અગ્નિહોત્ર કરે તે જોવાય,
વૈષ્ણવ સહુ હરખાય, લખ્યું ન લખાય. ઉપવિત. ૩૧
ધર્યાં શણગાર હરીને પુલના, અતિ ઉત્તમ દર્શન થાય,
વૈષ્ણવ નહિ માય, પ્રેમી લાગે પાય. ઉપવિત. ૩૨
સુદી સાતમ ભોમવાર છે, શ્રી ગોકુલનાથજી કરે છે વ્યાખ્યાન
આપે ઉત્તમ જ્ઞાન, કરૂં તેનું ધ્યાન, ઉપવિત. ૩૩
ન્યાય કુસુમાંજલી ઇશ્વર સિદ્ધિનું કર્યું શ્રીગિરિધરલાલે વ્યાખ્યાન.
વૈષ્ણવ સુણે કાન, રાખી બહુ ધ્યાન. ઉપવિત. ૪
સુદી આઠમને બુધવાર છે, કુંદવારો કરે શ્રીગોકુલનાથ.
સોળે બાળક સાથ, આરોગે ત્યાં નાથ. ઉપવિત. ૩૫
સુદી નોમ દશમ એકાદશી, ત્રણ દિવસ મનોહર જાય,
ઉત્સવ બહુ થાય, ઉપરણા અપાય. ઉપવિત. ૩૬
સુદી બારસ દીન છે સોહામણો, હય ગજ સ્વારિમાં નીકલી જાય.
અવાજો ત્યાં થાય, લશ્કરના કહેવાય, ઉપવિત, ૩૭
ડંકો વાગ્યો સ્વારિ ચઢી નાદની, ચાલી બાગ શ્રીવિઠ્ઠલ વિલાસ,
સુખપાલ બે ખાસ, સ્વામિનીજી, પાસ. ઉપવિત. ૩૮
ચરણે ચાલી બાળક સઉ પધારતાં, મેઘાડમ્બર છાયો ત્યાં ખાસ
કીરતનીયાજી પાસ વજાનો અવાજ. ઉપવિત. ૩૯
કેસરીઆ મંડલ બહુ હરખતું, ગાવે ઝાંઝ પખાવજ સાથ,
રીઝાવે શ્રી નાથ, પ્રેમે જોડે હાથ. ઉપવિત. ૪૦
પ્રથમ મનોરથ કુલ મંડલી તણો, દર્શન ખુલ્યાં અગીયારે સુમાર
નરદિનો ન પાર, દર્શનની બહુ બહાર. ઉપવિત. ૪૧

સુદિ તેરસે હીંડાળે ઝુલતા, કેવજી કંચનનો બન્યો ખાસ,
ચાંદીના બે પાસ, ઝુલાવે છે આપ. ઉપવિત. ૪૨
કીર્તન હીંડાળાનાં થાય છે. સઘન ઘટા છાઇ ઘમઘોર,
પવન ઝકઝોર, કુંજન છબી ઓર. ઉપવિત. ૪૩
જે જે ઋતુના મનોરથ થાય છે. તે તે ઋતુ પ્રત્યક્ષ દેખાય
સંદેહ ન થાય તુરત બદલાય. ઉપવિત. ૪૪
નૃસિંહ ચતુર્દશી ઉત્તમ જાણજો, પલનાં મનોરથ ઉત્તમ થાય
ઋતુ બદલાય, શ્રાવણ સમ દેખાય, ઉપવીત. ૪૫
સુદિ પુનમને બુધવાર છે, નંદ મહોત્સવ મનોરથ થાય.
વાદળીઓ ઘેરાય, મીઠો વાયુ વાય. ઉપવિત. ૪૬
કંચન પલનામાં દર્શન ખુલીયાં ત્રણ વાગ્યા સુમારે ગણાય,
આનંદ ભયો થાય નંદ ઘેર કહેવાય. ઉપવિત. ૪૭
મુખીયાજી બન્યા નંદરાયજી, માતા યશોમતિ શ્રી રણછોડલાલ
સાથે સરવે બાળ ગોબન પ્રતિપાળ. ઉપવિત. ૪૮
દહિં હલધરનાં માટલાં ફુડતાં, બન્યા ગોપગ્વાલો ત્યાં અપાર.
નાચે હદપાર, લુટે બહુ બહાર, ઉપવિત. ૪૯
બીજી પુનમે શરદ સોહાય છે, ધર્યો મુકુટ શરદનો આજ,
ચંદ્રનો ઉજાસ, સફેદ ત્યાં સાજ. ઉપવિત. ૫૦
વ્રજ ભક્ત વસ્ત્રોથી શણગારીયાં, વલ્લભ કુલનાં બાળક સહુ સાથ.
બીરાજ્યા શ્રીનાથ, જાણે રમે રાસ, ઉપવિત, ૫૧
સવારે વાદળ સહુ ઘેરાએલુ નહિ ચંદ્ર ઉગ્યાની ત્યાં આશ,
ઋતુ બદલી ખાસ, થયો ત્યાં પ્રકાશ, ઉપવિત. ૫૩

વદી એકમને શુક્રવાર છે, રથયાત્રાનાં સુખ ત્યાં લેવાય,
છ ઘોડા જોડાય, મનોરથ થાય. ઉપવિત. ૫૩
ઘોડા સાચા મોતીથી શણુગારીયા પીછવાઈ છે રત્ન જડાવ,
જરી ઝરકાવ, અતિ ગરકાવ. ઉપવિત. ૫૪
રાય સાગર છે.ળો મારતુ. જાણે આવી અશાઢી બીજ,
થેડી થોડી વીજ, ઝીણી બુંદ ભીજ. ઉપવિત. ૫૫
અસ્વારિ ચઢી બડી ધુમથી, હય હસ્તિ પગપાળા અપાર,
બાવા ઘોડેસ્વાર, ચાલે સહુ લાર. ઉપવિત. ૫૬
આતસબાજી તણો રંગ ઓર છે, તે તો જોવા સઉ કોઈ જાય
અતિ હરખાય, તમાશો ત્યાં થાય. ઉપવિત. ૫૭
આ સ્વારિ દામોદર લાલની, કોટા ગાદીપતીની કહેવાય,
ગોદે બેઠા રાય, નમે સકૈકો પાય ઉપવિત. ૫૮
વદી બીજ દિવસ રળિયામણો, ખસખાનાની ઉત્તમ વાસ.
ઋતુ બદલી ખાસ, સૂર્યનો પ્રકાશ. ઉપવિત. ૫૯
શણગાર ધર્યા સરવે કુલના, શહેરો મુકુટ ચંદન વાઘા ખાસ,
ખસોના ત્યાં સાજ પીછવાઈ છે પાસ. ઉપવિત. ૬૦
સિંઘાસનમાં કમળનું છે ચોતરું, ચંદન બંગલો બન્યો સુખરાસ
ગુલાબોની વાસ, કમળ ખીલ્યાં પાસ. ઉપવિત. ૬૧
આરતિ સરવે બાળક ઉતારતાં, શયન પછી અનોસર થાય,
સજ્યાજી પધરાય, પવન મીઠો વાય. ઉપવિત. ૬૨
વરણાગી ત્રીજી ચઢી લાલની, ખર્ચ કરે શ્રીમધુસુદનલાલ,
હસ્તિ હય પાળ, સ્વારી કરે લાલ. ઉપવિત. ૬૩

વદી ત્રીજનો મનોરથ આઠમો, ચીરહરણલીલા કહેવાય,
ઝાડોની છે છાંય, ગોપી જળમાંય. ઉપવિત. ૬૪
ડાળપર શ્રીદ્વારિકાધીશ બીરાજીયા, જળ યમુનાનો ભવ અપાર,
વસ્ત્રોનો ન પાર, હર્યાં નિર્ધાર. ઉપવિત. ૬૫
આરતિ ઉત્સવ તણી થાય છે, કરે બાવા શ્રીમુરલીધરલાલ,
દરસ દે પ્રેમાળ, સાથે બાવા લાલ. ઉપવિત. ૬૬
ફુલના શૃંગાર ધર્યા છે શયનમાં, શણગારી શ્રીગીરધરલાલ,
મુંબઇવાલા લાલ, ગૌવન પ્રતીપાળ. ઉપવિત. ૬૭
વદી ચોથ મનોરથ ડોલનો, ઝુલે ડોલ શ્રીદ્વારિકનાથ,
ઝુલાવે છે સાથ, બાવા નિજ હાથ. ઉપવિત. ૬૮
પવન ધૂળ ધૂળેટીની ઊડતી, તે તો ફાગણનો મહીમાય,
ૠતુ બદલાય, પવન થોડો વાય. ઉપવિત. ૬૯
ચંદ્રિકા મસ્તકે મોરપીછની, આભૂષણ છે મોતી સંગાર,
દરસ ખુલ્લાં બહાર, ગરદિનો ન પાર. ઉપવિત. ૭૦
અબીલ ગુલાલે ઘન ઘેરીયું, પીચકારી ઊડે ચહુ પાસ,
છાઇ ઘટા ખાસ, કુંજન કુલવાસ. ઉપવિત. ૭૧
હોરી હોરી કરી સઊ કુદતા, નહિ મોટા નાનાનો વિચાર,
ડફ ઢોલની બહાર, અવાજ અપાર. ઉપવિત. ૭૨
છપ્પન ભોગ પાંચમ વદ ભોમનો, સામગ્રિ વર્ણન નહિ થાય,
ટોકરીયો ભરાય, નજર ન પહોંચાય. ઉપવિત. ૭૩
સામગ્રી બની ભાત ભતની, તેનું વર્ણન મુખથી ન થાય,
લખ્યું શે લખાય, ગાયેશે ગવાય. ઉપવિત. ૭૪

સિંહાસન હટડીનું છાજીયું, તેમાં પધાર્યા શ્રીદ્વારિકાધિશ
આરોગીને ઇશ, દ્રષ્ટી ચહુંદિશ. ઉપવીત ૭૫
હટડી ચાંદીની ઉત્તમ શોભતી, રૂડાં વ્રજ ભક્તો બાર છે પાસ.
સિંહો ગાયો ખાસ, કુંડાં પુલનાં પાસ. ઉપવીત ૭૬
મુકુટ કુંડલ હીરા જડાઉ છે, સુતરૂ કાછની પટકો જાણ,
કેસરીયા પ્રમાણ કરૂં શું વખાણ. ઉપવીત. ૭૭
પીછવાઇ સિંહાસન આઠ છે, આજુ બાજુ સોનેરી છેઝીક.
દદી તોઇ ઠીક, બુટ્ટાવાલી ઝીક. ઉપવીત. ૭૮
જાહેરનામું હજુરનું નીકળ્યું, છપ્પન ભોગનો લેજો અહીં પ્રસાદ
આજ્ઞા કરૂં ખાસ, પાલન કરજો દાસ. ઉપવીત. ૭૯
ત્રણ હજાર પાતળ ત્યાં પડી, વૈષ્ણવ હરખે પ્રસાદ લેવાય.
આનંદ બહુ થાય, મીઠા જલ પાય. ઉપવીત. ૮૦
વદી સાતમને ગુરૂવાર છે, વ્રજલીલા પીછવાઇ છે જાણ,
આરત ગૌરવ માણ. ચીત્રોનું પ્રમાણ. ઉપવીત. ૮૧
રબારી મનોરથ ત્યાં કરે, આરસ હિંડોળે હરખે ઝુલાય,
આરતી ત્યાં તો થાય, કંચનની કહેવાય. ઉપવિત ૮૨
હિંડોળો ઊંચો નવ હાથનો, ડેવળ નીરખી હરખ ન માય
લાગું પ્રભુ પાય, કરો શ્રીકૃપાય. ઉપવીત. ૮૩
પ્રભુ પાછા મંદીરે પધારીયા, સુખપાલની ઉત્તમ સોઈ.
રહે સૌ મોહી, સ્વારી સુખ જોઈ, ઉપવીત. ૮૪
વદી દશમને રવીવાર છે. ઉત્તમ મનોરથ નાવમાં થાય.
જળ યમુના ભરાય, ખેલે નાવ માંય. ઉપવીત. ૮૫

દાણુ લીલાનો મહોત્સવ ત્યાં થયો, મંડપ પાછળ ગિરિરાજ સોહાય
દર્શન સૈને થાય, લખ્યો તે મહીમાય. ઉપવિત. ૮૬
ગિરિરાજ સુંદર ત્યાં શોભતા, કંદરામાં નહાર દેખાય,
કુંજોનાં ત્યાં છાય, ગોપીજન સોહાય. ઉપવિત ૮૭
સામે મટુકી લઇ ગોપીકા આવતાં, જાણે રોકાવે શ્રીદ્વારકાનાથ,
ગોવાળોની પાસ, એવો થાય ભાસ. ઉપવિત. ૮૮
શૃંગાર મુકુટ હીરા તણો, હસ્તે ગ્રહી લકુટી નાથ,
લઈ નીજ હાથ, રોકે જાણે નાથ, ઉપવિત. ૮૯
ડંકો વાગ્યો ભાભીજી મહારાજનો, જેમણે કર્યા મનોરથ અપાર
ખર્ચાનો ન પાર, લુંટાવી બહુ બાહાર. ઉપવિત. ૯૦
જનાના હતાં તોપણ જેમણે, કિર્તિધ્વજા ફરકાવી ચહુંદીશ
મેવાડાધીશ, આધીન જેમને ઇશ. ઉપવિત. ૯૧
સુરનર મુનિવર જોવા તરસતા, એવા ઉત્સવ થયા અપાર,
શોભા અપરંપાર, પામે નહિ કો પાર. ઉપવિત. ૯૨
મહાપ્રસાદ લુટાવ્યો જેમણે. બક્ષિસ આપી સેવકને અપાર,
સેવક સૌ તૈયાર, નમે નર નાર ઉપવિત. ૯૩
ડંકો વાગ્યો શ્રીવ્રજભૂષણલાલનો, પુરો થયો ઉપવિત મહીમાય.
પ્રેમે લાગો પાય, ઉપવિત ગુણ ગાય. ઉપવિત. ૯૪
ભાગ્યશાળીને દર્શન ત્યાં થતાં, અહીં ગાઇને કરોને આનંદ
ભજો નંદ નંદ, હસે છે જે મંદ. ઉપવિત. ૯૫
આ લીલા ગાયે સુણે પ્રેમથી, તેનું પ્રાયશ્ચિત દુર થઇ જાય,
થાય કંચન કાય, પ્રભુ પદે જાય. ઉપવિત. ૯૬

પત્ર આવ્યો પ્રભુના ધામથી, લખ્યો દાસ મોહન મમભ્રાત,
નીરખી સાક્ષાત, હું તેથી અજ્ઞાત, ઉપવિત. ૯૮
ગદ્યમાંથી પદ્યમેં ઉતારીયું, મારૂં નામ છે દાસ ગોપાલ,
વૈષ્ણવ જનનું બાળ, રાખો શ્રી સંભાળ. ઉપવિત. ૯૯
શ્રીસૌંદર્યવંતા ભાભીજી મહારાજને, પ્રીતે નમન કરૂં છું હું દાસ
દ્રષ્ટી રાખો ખાસ, તો તરશે આ દાસ. ઉપવિત. ૧૦૦
દુહ એકસો એક પુરી થઇ, ભૂલચૂક ક્ષમા કરજો આપ,
નિવારી મમ તાપ, દર્શન દેજો આપ. ઉપવિત. ૧૦૧

॥ જે જે બોલો શ્રીબાલકૃષ્ણલાલની ॥



## પદ.

પધાર્યા વૈષ્ણુવ જન તારવા,
પધાર્યા લાલ વ્રજભૂષણજી વૈષ્ણુવજન તારવા.
વહાલા અધમને ઉદ્ધારવા,
પધાર્યા લાલવ્રજભૂષણજી વૈષ્ણુવજન તારવા.
પધ ગ પાવન કીધું નગર આ,
શોભા નગરની વધારવા. પધાર્યા. ૧
શ્રીબાલકૃષ્ણુલાલજીના લાલ રૂપાળા,
બાળલીલાને દર્શાવવા. પધાર્યા. ૨
શ્રીવિઠ્ઠલનાથજી નામ મનોહર,
નયનો ચકોરનાં ઠારવા. પધાર્યા. ૩
શ્રીભાભીજી મહારાજનો પ્રભાવ છે ભારી,
વૈષ્ણુવજનને નીરખાવવા. પધાર્યા. ૪
યજ્ઞોપવિતમાં પ્રભાવ બતાવ્યો,
સામર્થ્ય સૌને નીહાળવા. પધાર્યા. ૫
જનાના હોવા છતાં પ્રભુતાથી,
લાખોનો ખર્ચો નીભાવવા. પધાર્યા. ૬
રાજન કે રાજા આપ પધાર્યા,
નીજ સેવકને સંભાળવા. પધાર્યા. ૭
દાસ ગોપાળ કહે વિનતી વૈષ્ણુવની,
સુણી વિરહને વિદારવા. પધાર્યા. ૮

---

## પદ.

ખંમા ખંમા શ્રીવ્રજભૂષણલાલને,
ખંમા ખંમા શ્રીવિઠ્ઠલનાથને.
પધાર્યા અમારી નગરી વિષે, હો દયાળરે. ખંમા. ૧
સાખી—પધારી પાવન કરી, આ નગરી આ દેશ;
બ્રહ્મસંબંધ આપીને, આપ્યો વૈષ્ણવ વેષ.
અષ્ટાક્ષર મંત્રનું દાન દીધું (૨) હો દયાળરે. ખંમા. ૨
સાખી—શ્રીવલ્લભકુલ ભાણુ છો, કમલનયન સુખરાસ,
વૈષ્ણવજનના હૃદયમાં, આપ કરો છો વાસ.
આપે ઉપદેશ આપી કૃતાર્થ કીધા (૨) હો દયાળરે. ખંમા ૩
સાખી—મોરમુકુટને કાછની, મુરલી ધરી નીજ હસ્ત,
એવા શ્રીદ્વારિકાધિશપર, વારો જીવન સમસ્ત.
આપ સેવા કરીને શીખાવો પ્રભુ, (૨) હો દયાળરે. ખંમા. ૪
સાખી—આચાર્ય રૂપ ધારીને, આપ ફરો છો બહાર,
ભીતર અંતર્યામીથી, દોષો સહુ હરનાર;
એવા ઉપકારો કરો છો પ્રભુ, (૨) હો દયાળરે, ખંમા. ૫
સાખી—બદલો એ ઉપકારનો, વળે નહિ કો કાળ,
આત્યાંતિક સેવા થકી, ફક્ત વળે કો કાળ;
કૃપાદૃષ્ટિની વૃષ્ટિ પ્રભુ રાખો તમે (૨) હો દયાળરે. ખંમા. ૬
સાખી—દાસ ગોપાળની વિનતી, સાંભળજો હો નાથ,
હૃદય વિષે બિરાજજો, યુગલ જોડી સંગાથ;
સત્યબુદ્ધિની વૃદ્ધિ પ્રભુ આપો તમે,(૨) હો દયાળરે. ખંમા. ૭

